માટે જે વર્ગને ખાસ ધ્યાનમા રાખીને આ નિબંધ લખુ છુ તે ઉછરતા લેખકોને સ્પષ્ટ જણાવીશ કે–બાઇઓ, તમે પદ્યરચનામા એકદમ મ્હારી કે રા રા ખબરદારની કે રા રા ન્હાનાલાલની નકલ કરવા ન જશો અને કદાચ અમારે પગથિયે ચ્હડવાનો તમે નિશ્ચય જ કરો, તો તે પ્હેલા જરા વધારે તૈયારી કરો તો સારૂ પ્રથમ તમે રૂઢ નિયમો પાળી પાળીને હાથ બેસાડો એ નિયમોને પાળતા પાળતા તે પાછળના સત્ત્વની ઝાંખી કરતા થાઓ પર-પ્રત્યય ને ડગને ડગલે પૂરા વિશ્વાસથી અનન્ય વફાદારીથી ચાલનાર સૈનિકની મૂદ્રામા જ પારંગત થાઓ એમ કરતા કરતા, ખાતરી આપુ છુ કે, લાયક હશો તો તમારૂ પોતાનું નેત્ર ઊઘડશે, તમારો પોતાનો કાન સૂક્ષ્મતર થશે આ પ્રમાણે સ્વતંત્રતાને યોગ્ય થયા પછી સ્વતંત્રતા લેવા માંડજો અમારે પ્હેલ કહાડી નવી પગથી પાડવાની પાળી માથે પડી, તે અપૂર્વ કર્તવ્યના એ ગેબી અણસારને અમે દીઠો, વધાવી લીધો, અને ઝંપલાવ્યુ અને અમારૂં જે થવાનું હતું તે થયુ જે થયુ તે નથયુ થનાર નથી, અને અમને કોઇ વાતે અતૃપ્તિ યે નથી અને તોપણ તમને અમારા અભૂતપૂર્વ અનુભવમાથી ઉગારવાની અને તમારી પ્રગતિ સમતોલ થાય અને વધુ ફલપ્રદ નીવડે એવી હિતબુદ્ધિથી સલાહ આપવામા આવે છે, જે સ્વતંત્રતા લેવા માંડો તે પ્હેલા સ્વતંત્રતાને યોગ્ય બનવાને અભ્યાસ કરતા વધારે સંગીન મથન કરજો જે ઝમાનામા સાહિત્યમા બળખોર વૃત્તિ સામાન્ય થઇ જાય, તે સાહિત્યમા બે ત્રણ દાયકા તો અનવસ્થા જ પ્રવર્તે, અને એવી અનવસ્થા દરમિયાન સમતોલ પ્રગતિ અને કુદરતી વિશુદ્ધિ અશક્ય બને છે, ભલે પછીના દાયકાઓમા બળવોમાના સત્ત્વને લીધે જ ઉજ્જ્વલતા વધેલી જણાય વળી બે ત્રણ દાયકા એટલે શું, તેનો પણ જરા વ્યવહારૂ ખયાલ મગજમા આણો એવી એવી બાબતો તેના નિયત મૂર્ત સ્વરૂપમા જોઇ લેવાની શક્તિ કેળવો બે ત્રણ દાયકા એટલે કેટલાક અત્યંત આશાજનક કિશોરોનું આખુ જીવન અને અથેતિ કૃતિસંગ્રહ ' શ્રી ગણેશાય નમ ' થી માંડીને અચ્યુત કેશવ લગીની આખી જીવનકથા એ બે ત્રણ દાયકાની અવધિમા ખલાસ ' પછીના સમયમા સાહિત્યક્ષેત્રમા ફલદ્રુપતા વિવિધતા શક્તિ પ્રકાશ આદિ ગમે તેટલા વધવા પામે, પરન્તુ તેથી એ બાપડા જે પ્હેલા જ હોમાઇ ગયા તેઓનું શુ વળે ?*

---

* આ નિબંધ લખા ગયા પછી રા રા ન્હાનાલાલ દલપતરામ કવિનુ અમદાવાદ કલા પ્રદર્શન આરંભે કરેલુ વ્યાખ્યાન જોવામા આવ્યુ, તેમા નીચેનો ભાગ ઉપલીજ વાતને સ્વતંત્ર રીતે ટેકો આપે છે, માટે અહીં ઉમેરી લેતા આનંદ થાય છે એમા કોઇ ગૂઢ શબ્દનો અર્થ સ્પષ્ટ નથી, ત્યા ત્યા હુ જે અર્થ કરૂ છુ તે કૌંસમા જણાવુ છુ

'સૌંદર્ય' અને કલાનો પરમ નિયમ સમપ્રમાણતાનો છે, ભાવના અને દર્શન ( ideal અને real ) ની સમતુલાનો છે વીશમી સદીમા જગતની પ્રજાઓના નાવ ઝોલે ચ્હડયા છે, ને આપણુ યે જહાજ આજ ભરદરિયે ઝોલા ખાય છે સંસારની રાજ્યની પ્રેમની પુણ્યપાપની ભાવનાઓની તેમ જ આનંદ સૌંદર્ય અદ્ભુતતત્વ ( romance ) ની, જુની નિયમાવલિઓ ઉપરથી આ પ્રજાની શ્રદ્ધા ઉઠી ગઈ છે જુના શાસ્ત્રો જ મી છે મહા અશ્રદ્ધાઓ ઉગી છે એમાની કેટલીક નિયમાવલિઓ તુટી છે, કેટલીક તુટે છે કેટલીક તુટશે. નવી નિયમાવલિઓ કઇ અને કેવી રચાશે ? સૌન્દર્યભાવનાઓની એ ભાગ્યરચના-રસશાસ્ત્રની પ્રતિમા, શેની રે જવાબદારી છે છંદોની નિયમાવલિઓનો સાર્વભૌમ અખંડ સનાતન ઉદાર ય તોડનો પડો છે છતા પણ તેને સ્વર ઉચ્ચાર

દાખલા (૧૪) બ મા દુહા શ્લોક છે તે દુહોડવેલી ગીતિ છે. દુહોડવેલ આર્યા, ગીતિ, સોરઠા હું જ કોઇક વેળા લખું છુ, બીજા કોઇની એવી એકે રચના હજી સુધી જોવામા આવી નથી. દુહોડવેલ એટલે અહીં એક પાદ વધારે ઉક્ત શ્લોકમાં ૧૨ માત્રાના બેને ઠેકાણે ત્રણ પાદ છે.

**જણાય મેરા અંતરીક્ષ–આરે ( બ ૪ ),** **આલિરત્નસહ જાલિમ ગગનેથી ( બ ૬ ),** એ રચનાઓ રૂઢ નિયમોના નમૂના નથી પ્હેલીને માટે મ્હને ય આગ્રહ નથી; પણ બીજી ઉપર તો આસન વાળીને બેઠો છુ. પદ્યશાસ્ત્રીઓની એ સામે અરુચિ કાયમની નીવડે, તો મ્હારી એમની વચ્ચે એટલો રુચિભેદ રહેવાનો. પદ્યશાસ્ત્રીઓના રૂઢ નિયમો શા છે, તે ઉપર્યુક્ત રા. દીવટિયાના નિબંધમા સારી રીતે નોંધેલા અને ચર્ચેલા છે, અને હું તે નિયમોને કયા અર્થમા કઇ દૃષ્ટિએ તોડતા ય સાધુ છે, તે મ્હારા ઉપર્યુક્ત સારગ્રાહી લેખમા જણાવેલું છે, એટલે અહીં પુનરુક્તિની જરૂર નથી

**મણિ એ ખગના મુખમાં ( ક ૪ ), લવલીદલશી મુખની ( ક ૮ ),** એ રચનાઓ નિયમ પ્રમાણેની છે, તથાપિ મ્હને એ ⏑ ⏑ — ની ત્રિપુટી ઉપર ભાવ નથી.

આર્યાગીતિ આદિ રચનાઓ ગુજરાતીમા ઓછી થઇ ગઇ છે, તે એક દુર્ભાગ્ય લાગે છે. એ પદ્યબંધ, આખી પંક્તિનો સવાદ જાળવીને અંદરનાં ચતુષ્કલ એકમોને માટે પૂરેપૂરી

---

છુ કે ઉચ્છેદ એ કલાકારના પરમ કલાધર્મ નથી, **સૃજન** એ જ પરમ કલાધર્મ છે સંસારમાં રાજ્યમા રસપ્રદેશમા પ્રણાલિકાઓ અખંડ રહે કે ન બદલાય, એ અશક્ય છે. ...જગતની જાહ્નવી વહે નહીં, વળી જાય, એ બ્રહ્માંડનિયમનના ક્રાંતિવાદ ( evolutionary principle in the universe નિયમનમાંના ઉત્ક્રાંતિતત્ત્વ ) થી વિરુદ્ધ છે.. . સસારના ધર્મના રાજ્યના કવિતાના નવીન કલાવિધાયકોએ આ સંક્રાંતિયુગના ન વીસરવાનુ તો એક જ મહાસૂત્ર છે, કે પોતે ઉચ્છેદ છે વધારે કે સૃજે છે વધાર ? .. નકાર કે ઉચ્છેદ કલાકારોની ભાવના ન હોય નવવિધાનની સ્થાપના એ જ કલાવિધાયકોનુ કલાધ્યેય હોય ઇતિહાસની-પ્રાચીનતાની-ભૂમિકા ઉપર નવવિધાનના સંસારમ્હેલો રચાવવા એ જ કલાનુ પરમ લક્ષ્ય. " I come not to destroy but to fulfil." પયગંબરનો, સંસારશાસ્ત્રીનો ( શાસનકાર–કાયદા ઘડનાર–સ્મૃતિ બાંધનારનો ) મહાકવિનો, એ જ મંત્રોચ્ચાર હોય . . . આરસની શિલાનો ભાંગીને ભૂકો કરવો એમા કલાધર્મ ( કલા કે કલાધર્મ પ્રમાણેનુ આચરણ એક ) નથી આરસની શિલાને છોલી સમારી એ અણઘડ અસરકારી વાટ (જડ વસ્તુ માત્ર ) ને ઘડી સસ્કાર આપી સજીવન કરવી: રસના કે સંસારના કે બ્રહ્માંડના મહાકલાવિધાયકનો સજીવારોપણ ( જડમા પ્રાણ ફુંકવો ) એ જ પરમ કલાધર્મ છે... . ગતિ પ્રગતિ અવનતિનો–સંક્રાંતિયુગ ( ની સામસામે ઝપટની હીલચાલો ) નો–સરવાળો સારવનાર મહર્ષિ ( ઉદાર સમભાવી અપક્ષ ન્યાયમૂર્તિ ) એ સર્વદ્રષ્ટાની ( ના જેવી ) દૃષ્ટિથી એ જ સારવવાનુ છે, કે લોક કલ્યાણમાર્ગે સંચરે છે કે અકલ્યાણને ? "

રા ન્હાનાલાલની શબ્દપુષ્કળતા ( verbosity ), એમની શૈલીના આડંબર, સ્પષ્ટ બાબતને વધુ પડતા દૃષ્ટાંત રૂપક સૂચનાદિ વડે ઉલટી–છાશમા પાણી નાખનાખ કરીને–પાતળી પાડી નાખવાની એમની રીત, પસદ હો તેને હો, મ્હને તો નથી પસંદ પરતુ આ અવતરણમાંનુ તત્ત્વ મુદ્દે સાચું છે અને શૈલીના કોઇ દોષથી છેડાઇ પડીને લેખકના સત્યને પણ આપણે જોઇ ન શકિયે, તો તો આપણને થોડું જ સત્ય પ્રાપ્ત થવાનું એ નિસંદેહ, કેમ કે દોષરહિત શૈલી તો દેવને પણ દુર્લભ છે જેમ દોષરહિત ચારિત્ર્ય

પંક્તિએ ચિત્ર દોરી શકે એવી સ્પષ્ટ સુરેખતા આખી દુનિયાના સાહિત્યમાં એનાથી વિશેષ નહીં જડે. અને એના અનુવાદ કરવા નીકળિયે છીએ—હું જેવા ચશ્મેધણ ! દુનિયાનો ન્યાય, દુનિયાની ગ્રાહકતા, દુનિયાની રસિકતા, દુનિયાની અમરતા, એવી જ. અને દિવસો અને રાત્રિઓના પરિશીલન પછી એ અગાધ રૂપસાગર અગાધ છે એટલું પણ જોવાઇ જાય છે અને પાછું ભૂલી જવાય છે, તો અમારા વાચનારા, અમે પ્હેરાવિયે તે ચશ્મા પ્હેરીને જોનારા, કેટલું જોઈ શકવાના !

ટીકાકાર, અનુવાદક, અને સ્વતન્ત્ર લખનાર, જે કથવા માગતા હો તે અર્થને તમે પોતે સ્પષ્ટ જુવોઃ જોઈ જોઇને મનન કરો, જે એ અર્થમાં બીજ, થડ, પાન, પુષ્પ, ફલ, ક્યાં ક્યાં ક્યા ક્યાં. એની અંદર જે એક સરખો રસ વહે છે તે જાતે પામો, અને વાચનારને પમાડવા મથો. આખો વૃક્ષ બાહ્યાતર સ્વરૂપમા, તેની શક્તિ–અશક્તિ, તેજ–છાયા, ઊંચાઇ ઊંડાઇમાં; અને તેના કુદરતી ઉપવન વા વનમા પ્રથમ જાતે નિહાળો, અને પછી તે દર્શનને આલેખવા મથો. આલેખતાં આલેખતા અનેક ચિત્ર કાઢવા પડશે, એમ કરતાં કરતાં જ ચિતારા બની શકશો, રેખા રંગ અને ખાલી ભોયના અન્યોન્યપૂરક અર્થવાળું નિતાર કલાતંત્ર શીખી શકશો, અને રસવાહક જીવંત ચિત્ર સાધી શકશો, ન અન્યથા.

આ સધાય તેનું નામ perspicuity, વિશદતા, પ્રસાદ. યુગે પાકા રંગનો અમર પ્રસાદ આ જ. સાહિત્યકૃતિનું,

कुसुममिव लोभनीयं यौवनमंगेषु संनद्धं
( નવયૌવનનો ખીલ્યો ફુલફુલ શો બ્હાર અંગાગે )[૧]

તે આ. પદલાલિત્યનો પ્રસાદ તો માત્ર પરિમિત વિચારશક્તિનાં બાલકોને રમવાનો ઘૂઘરો અને કૃત્રિમ કવિતામય પદાવલિ ( poetic diction ) એ તો પ્રસાદ નહીં એટલુ જ નહીં પરંતુ તેની જીવલેણ શોક્ય. તમે ખરી ખરી રાણીને ચાહો છો કે શોક્યને, તે લખવા માડો તેના આરંભમાંથી જ નિશ્ચય કરી રાખજો. કેમ કે પડી ગયેલી ટેવો અને જામવા પામેલા રાગાપરાગમાંથી પછી આખ ઉઘડયે પણ મુક્ત થવું વિષમ છે.

સ્થાયી અસરકારકતાનું સાચું સાધન આ પ્રસાદ છે. ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓની અપ્સરા જેવી અમરતા અને મોહકતા આને આભારી છે. રસ કેટલો આછો કે ઘેરો, શબ્દ કેટલો આકરો કે મૃદુ, વાક્યરચનામા કર્તાક્રિયાપદવિશેષણવ્યવસ્થા અને ભારવ્યવસ્થા, એ તમામ

---

[૧] કાલિદાસ, અભિજ્ઞાનશકુંતલા નાટક. અનુવાદ કોસમાં મુક્યો છે, સંસ્કૃતમાની નાન્યતર જાતિ અને અનુવાદમાંની નરજાતિ એ બેની વાક્યમાં ટક્કર થાય તે ન થવા દેવાને. ઉપર ટાંકવામાં આવેલો વસંત માસિક, ચૈત્ર ૧૯૭૪ ના અંકમાંનો મ્હારો નિબંધ જોશો. તો તેમાં આ પક્તિનો અનુવાદ જૂદા શબ્દોમાં, **लोभनीयं** શબ્દને વળગી રહીને કરેલો જોવામા આવશે ને **ખીલ્યૂં અંગાંગે નવજોબન ફુલસમાન લોભવતૂં.** ને **ખીલ્યૂં અંગાંગે,** આખો પાદ ગુરુઓનો; એવી પદ્યરચના ચલાવી લેવાય કોઇ કોઈ સ્થલે જ. વળી **ફુલસમાન** એમાં **कुसुममिव**નો માત્ર શબ્દાર્થ છે ફુલથી ઉભરાઇ જતા જોબનવાળી લતાનો બ્હાર જેની આંખ આગળ હોય, તેને મ્હારો એ જૂનો અનુવાદ ફીકો પડે

અંગના યથાયોગ્ય મૌગ્ધ્યમા જ આખા અંગની કાંતિ જેનો પ્રમાદ વમે-લસે છે પદ લાલિત્ય કે અનુકરણ કે શબ્દશુદ્ધિ કે ક્રિયા ગોઠવણી કે પ્રવાહિતા કે લાઘવ કે સરળતા કે સુકુમારતા કે ચોટ કે એવા કોઇ એક જ ગુણમા એનો અધ્યારોપ કરનારા કાણા છે સાહિત્યક્ષેત્રમા આવો અંધહસ્તિન્યાય ઘણો ચાલે છે માટે ખાસ ચેતતા રહેવાનુ છે મપાળીથી તળ સુધી જે કૃતિમા પારદર્શક વિચારશુદ્ધિ નહીં તેમા પ્રસાદ હોય જ ક્યાથી ?

બીજો શ્લોક ફરીને જુવો. કાલિદાસ ઉપમા વડે તાદૃશ ચિત્ર કલ્પનામા પાડે છે, ત્યા અનેરૂ (કે) શુ ? શા માટે ? અહો અહીં મ્હારા કેટલાક કેળવાયેલા પણ ગુજરાતી શબ્દભંડોળમા ભીખારી મિત્રો આભરે છે એઓ વાતચિતમા જ્યા ગંધમેસતા શબ્દ જોઇયે ત્યા ઘણી વાર ઇંગ્રેજી શબ્દો વાપરે છે, જ્યા ઇંગ્રેજી ના વપરાય એવા સંજોગમા સપરાય, કે "પેલુ-પેલુ" એમ શાકા મારે છે 'જેની જોડ વા ઉપમા નથી' એવો સ્પષ્ટ અર્થ ના હોય ત્યા "અનેરૂ" શબ્દ વપરાયો હોય, એવે સ્થળે તે અજુગતો છે શબ્દબાહુલ્ય ગદ્યપદ્યની કેટલીક શૈલીઓમા ચાલે જ કે આવશ્યક છે, અને ઠીક મધાયુ હોય ત્યા ભૂષણરૂપ છે પરંતુ કાલિદાસના અનુવાદમા અને આવે સ્થળે' મ્હારાથી ન ખમાય, ખાસ કરીને રા. કેશવલાલ જેવાના લખાણમા તો ન જ ખમાય, કેમ જે ગુજરાતી શબ્દભંડોળમા ના કેશવલાલ જેવા માતંગ આ ઝમાનામા કોઇક જ હશે, તે સારી રીતે જાણું છુ

એ જ શ્લોકમા અંગારક શબ્દ વાપરીને એઓ શ્લેષ વડે મંગળ ગ્રહનું સૂચન અહી આણે છે* એ પણ અમત્ય છે કાલિદાસમા આ સ્થળે એવો શ્લેષ નથી, એટલુ જ નહીં પણ ૪થા શ્લોકમા તેણે મંગળને જે રીતે ઉપમાનપદે આણ્યો છે તેથી સ્પષ્ટ છે કે તે પ્હેલાના કોઇ પણ નજીક સ્થળે મંગળનું સૂચન પણ અનિષ્ટ છે બની ક્હાનું એક આવશ્યક તત્ત્વ આ છે, કે જે રંગ, જે ચિત્ર, જે અસર, જે ચોટ અમુક બિંદુએ મુકેલ હોય, તે તે જ બિંદુએ રાખવાનુ છે

ક્શા શ્લોકમા બને અનુવાદક કચુંબી જેવા પ્રિયવદ દંભારીના

રોપેણ તે માર્ગણતા गतेन अनेन निर्भिन्नतनु

એ શબ્દોને ઉતારવામા હાર્યો છે બનેએ શ્લોકમા ગાડનું પણ ઉમેર્યુ છે કિ ઉમેરે છે બિચા તણુનિ પાસ, કે ઉમેરે છે વામી, ક્યુ ઉમેરણ વધારે ખરાબ ?

બ ૮મા વિશેષ તેજસ્વી એ ઉમેરણ છે કાલિદાસની કૃતિયોમા બીજા આવા સ્થળો જુવો અને એ ઉમેરણ વિશે ઠીક લાગે તે મત બાંધો વળી આ આઠમા શ્લોકમાં આપણા બને અનુવાદકોની કૃતિ મ્હને તો મૂલ કરતા વધારે ઘેરા રંગે ચિતરીને સુંદર વસ્તુને ઓછી સુન્દર કરીને દેખાડનારી લાગે છે સારા ચિત્રોને જેમ છાપખાનુ પ્રતિકૃતિઓની હજારો નકલ કરાડી આપે છે એ સેરા બજારના, મૂત જેવા નાજુક રંગ કે રંગમિશ્રણ પોતાથી ન જ બને એટલે જેવુ બને તેવુ કરી આપે છે, તે પ્રમાણે

આ દોષ કે હમા વળી વિશેષ ઘેરો જણાય છે

---

* જુવો ટીપણીને અંતે તેમનો ગ્રહ ૨૬ (૨૭ આગસ્ટ, ૧૯૧૨ ના પ્રજા બંધુ)

ભચડી ભુજજુગ્મમાંહે
આલિંગવા જ ચળવીચળ અંગ થાયે !

આ વિશે શું કહું? શૈલીના એમના આદર્શ મ્હારા આદર્શોથી કોઇ ને કોઇ અંશમા અત્યંતાત્યંત ભિન્ન હોવા જોઇયે,—બીજું તો શું કહી શકું? વાત્સલ્યની પરાકાષ્ઠામા ય પ્રધાન લાગણી આનંદની પ્રસન્નતા રહે છે. શૃંગારની પરાકાષ્ઠાનું જુદું લક્ષણ છે. પુત્રને ભેટવાના પ્રસંગમા આવા ઉત્કટ શબ્દોને વેડફી મારે, તે લેખક લાંબા વિરહને અંતે ફરી મળતી પ્રિયાને ભેટવાના પ્રસંગમા તીક્ષ્ણતર શબ્દો બેશક જોઇયે, તે ક્યાંથી કઢાડશે? અથવા તો—

આલિંગવા જ ભચડી ભુજજુગ્મમાંહે
અંગે અધીર કંઇ નર્ત્તતિયાં નચાયે !—

એમ નથી લખ્યું એટલો એમનો પાડ જ માનવો ઘટે ! **લોચનિયાં** અને **નર્ત્તનિયાંને** સાથે આણનારી આવી કઢીને હાલના ઉપકવિ-અપકવિઓની એક ટુકડી આપણી કવિતામા લલિત માર્દવના અનેરા નમૂના તરીકે ઠેર ઠેર ગાઈ બતાવત, અને તેમાં "**ચાંચાંયા** લિંજાગે," "ઊઊઊભરાયે," "**ચાંચાંયા** નચાયે," ગવાતા, કંઠ અને હાથના અનેક લ્હેંકાઓની સાથે મંજિરાની રમઝટ પણ જમત સંગીતની વેચાણ ગુલામડી જેવી ગરીબ બીચારી ગુજરાતી કવિતા !

## પ્રકરણ ૩: અનુકૃતિઓ

હવે આપણો વિષયાનુક્રમ આપણી આગળ અનુકૃતિઓને આણી મુકે છે. અનુકૃતિ શબ્દને જરા તાણિયે, તો દુનિયાનું ઘણું સાહિત્ય એ વર્ગમા પડે એ જાણીતું છે. માણસ અનુકરણશીલ પ્રાણી છે. અનુકરણ કરતા કરતા પ્રયાસમા સર્ગશક્તિ પણ ભળે છે, અને એમ બાલક વધી વધીને માણસ થતામાં વાચા અને રીતભાત, હુન્નર અને કલા શીખે છે અને ખિલવે છે હોમરના જેવા મહાકાવ્ય લેટિનમાં કેમ નહીં, લાવ હું જ રચી જોઉં, એ મહાકાંક્ષાએ વર્જિલ પ્રેરાયો. હોમર અને વર્જિલ જેવા મહાકાવ્યો પોતપોતાની ભાષામા વિરચવાની મહાકાંક્ષા ડૅન્ટી, ટૅસ્સો, સ્પેન્સર, મિલ્ટન, માઇકેલ મધુસૂદન દત્ત, આદિને સ્ફુરી. મિલ્ટને વિષયો પસંદ કરેલા તેમાં, કેટલાક એની પ્હેલાના કવિઓની યાદીમા તેમ એની યાદીમા પણ, "રાજા આર્થર અને એના ગોળ ટેબલ ઉપર વિરાજતું એના વીર સાથીઓનું બંધુમંડલ" એ વિષય, પૌરાણિક ઇતિહાસની પદ્ધતિએ, મહાકાવ્ય રચવાને માટે હતો. આ વિષય મિલ્ટન પછી પણ ઘણાં કવિહૃદયોને આકર્ષતો રહ્યો, અને ઓગણીશમી સદીમાં "કવિતાયોગ્ય વિષયના અભાવવાળા ખાલી ઝમાનાના ગાયકગણો" જાણે એના ઉપર, અને એને મળતા નૉર્વીજિયન, જર્મન, આઇસલૅન્ડિક, આઇરિશ, ફ્રેંચ, અને ફારસી રાસાઓ (sagas) ઉપર તુટી જ પડયા **સ્કૉટે ધિ લે ઑફ ધિ લાસ્ટ મિન્સ્ટ્રલ** ("છેલ્લા બારોટનો પ્રબંધ") એ કાવ્ય લખ્યું તે વખણાયું, એટલે એણે

---

"The idle singers of an empty day."

*W. Morris.*

પ્રાણ પાથરે છે, અને કલ્પનાકલ્પિત, ભાવસમુલ્લસિત, વિચારપોષિત; ભાવનાફલના નવા નવા ફાલ આપીઆપીને જીવનનું ઉદ્‌ભાવન કરનારી સાહિત્યવાડી વધે છે.

નર્મકવિતામાનાં ટિપ્પણો અને કલાપીનાં કાવ્યો જુવોઃ શેલિ, બાઇરન, વર્ડ્‌ઝવર્થ, ટેનિસન, સ્કૉટ, આદિમાથી એઓએ કેટકેટલું અનુકરવા પ્રયાસ કરેલા, અને સરવાળે કેટલું થોડુ લઇ શકયા છે. પૅલ્ગ્રેવ ગોલ્ડન ટ્રેઝરી (Palgrave: Golden Treasury of Songs and Lyrics ) પાઠયપુસ્તક લેખે વિદ્યાપીઠમા દાખલ થઇ, અને વીશથી વધારે વર્ષ ચાલી સહૃદય પ્રોફેસરોને હાથે શીખવાઇ, તે દરમિયાન આપણી આર્ટ્‌સ કૉલેજોમાં ઇંગ્રેજી કવિતા ભણતા ઘણા ય ગુજરાતી કિશોરોનું ઇંગ્રેજી લિરિક (lyric ઊર્મિગીત), આઇડિલ ( idyll ), ઓડ (ode ) વગેરેએ કેટલું બધું આકર્ષણ કરેલું, તે જાણીતુ છે. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, મણિલાલ નભુભાઇ, ગોવર્દ્ધનરામ, મણિશંકર, રા. રા. નરસિંહરાવ, સર મનુભાઇ નંદશંકર, રા બ. રમણભાઇ, રા. રા. આનંદશંકર, રા રા. ન્હાનાલાલ સર્વ એ શિક્ષણનાં બાળકો છે. એ ઝમાનાની કૃતિઓમાં વર્ડ્‌સ્વર્થ, શેલિ, બાઇરન, ગોલ્ડન ટ્રેઝરી, આદિના અનુકરણો છે, તે નવાઇ નથી, એવા અનુકરણો ના જ હોય તો તે નવાઇ ખરી.

પરંતુ અનુકૃતિ શબ્દને આવા વિશાળ અર્થમા અહીં હું યોજવા ઇચ્છતો નથી. અર્વાચીન ગુજરાતી સાહિત્યની કૃતિઓમાથી કેટકેટલી કયા અર્થમાં શેની શેની અનુકૃતિઓ છે, એવું મોટુ પર્યેષક સંશોધન અહી ઉપાડવાનો મ્હારો ઇરાદો નથી. મ્હારે અહીં બે ત્રણ બીજા નમૂના લઇને તેમની જ વત્તીઓછી અને માર્ગદર્શક ટીકા કરવી છે, અને તે માટે પ્રથમ તો **અનુકૃતિ** શબ્દની સંકુચિત અને વિશિષ્ટ વ્યાખ્યા બાંધવી પ્રાપ્ત થાય છે. રા. રા. નરસિંહરાવની ચંદા શેલિના મેઘની અને પ્રોમીથિયસ અન બાઉન્ડ (Prometheus Unbound ) માના કેટલાક અંશની, મ્હારી પ્રેમનો દિવસ એ ઊર્મિગીતમાલામાંના કેટલાક ખંડો બ્રાઉનિંગના ડ્રામૅટિક લિરિકોની (dramatic lyric), અનુકૃતિઓ ગણવી હોય તો બેશક ગણી શકાય, **અનુકૃતિ** શબ્દને પૂરતો વિસ્તાર આપી લઇયે તો. પણ એવો વિશાલ અર્થ સાહિત્યચર્ચામા થોડો જ ઉપયોગી છે. અનુકૃતિઓ કહેવાય છે વા કહી શકાય તેવી ઘણી કૃતિઓ બહુ તો તે તે માતા-માતાઓની પુત્રીઓ છે, તે તે જાતની કૃતિઓ છે, અનુકૃતિઓ નથી. માતાનું હાર્દ પુત્રીમા એકબે મુખ્ય અંશમાં ખરૂં, તથાપિ એ જાતે સ્વતન્ત્ર વ્યક્તિ હોય છે, વિશિષ્ટ લક્ષણો વાળી, માતાની છાયા માત્ર નહીં. રા. રા. કનૈયાલાલ મુનશીની નવલ-નવલોમાના કોઇ અંશ ડૂમા (Dumas) ની કોઇ નવલ-નવલોમાથી ઓઘે ઉતરી આવેલા કે ચોક્ખા અનુકરેલા હશે; કરણ ઘેલાના કેટલાક ગુણ અને દોષ સ્કૉટની નવલ-નવલોમાથી ઓઘે ઉતરી આવેલા કે ચોકખા અનુકરેલા હશે. પરંતુ એટલા ઉપરથી પછીની કૃતિને આગલી કૃતિ-કૃતિઓની અનુકૃતિ કહીને વિષયને પડતો ના મુકાય. પછીના કર્તાને ન્યાયની ખાતર, તેની કૃતિની સ્વતંત્રતા પણ જેટલી જેવી હોય તેવી તેટલી બતાવવી પડે માટે પરિભાષાની ચોક્કસાઇ પણ **અનુકૃતિ** શબ્દનો કંઇક પરિમિત અર્થ માગે છે. અમુક કૃતિને પ્હેલાની કોઇ કૃતિ સાથે આદિથી અંત સુધી સરખાવતાં, તે મોટે ભાગે એ પ્હેલી કૃતિના પ્રતિબિંબ જેવી લાગે, અને પ્રતિકૃતિ છે એમ ઠરાવવા જેટલી બંનેની નિકટતા તો ના હોય, ત્યારે એ જોડકામા મોડી તે વ્હેલીની નકલ વા અનુકૃતિઃ

અનુવાદ અથવા લગભગ પૂર્ણ પ્રતિકૃતિ નથી, તેમ ગનન પુત્રી ગણાય જેટલી ભિન્ન પણ નથી, માટે તે અનુકૃતિ

૨૮. ૨૨. નરસિંહરાવની ચન્દ્ર તમે વાંચી હશે સ્વ કલાપીની કમલિની તમે વાંચી હશે અને સાથે કોઇ વાર વાંચી છે? વાંચી જુવો એ જ છંદ, એ જ લબાઈ, એ જ ગતિ, લલિત દશ્યોનું લાલિત્ય લડાવનાર શૈલી કમલિની ચન્દ્રની અનુકૃતિ છે બન્ને સ્મરણ સુન્દર વિનોદવસ્તુઓ છે ચન્દ્ર પૂરતી લોકપ્રિય છે કમલિની એટલી જાણીતી નથી ગુજરાતને હજી સૌંદર્યની જાતપરખ નથી છે કોઇ ને કોઇએ ગુજરાતી સૌંદર્યને પણ ગુજરાતને બતાવી આપવાની સેવા બજાવવી પડે છે કમલિની તરફ આ નિબંધ વડે ધ્યાન ખેંચવા આમ થાય છે *

બેમાં કઇ કૃતિ મ્હોટી? આવા મહાન સાહિત્યક્ષેત્રમાં શિખાઉઓ જ પૂછે દરેક સારી કૃતિમાં વિશિષ્ટતા હોય છે અને ઘણી વિશિષ્ટતાઓ એકમેકથી અપરિમેય હોય છે સોની મ્હોટી કે ગુલ? સ્ત્રી મ્હોટી કે પુરુષ? કવિતા મ્હોટી કે સંગીત કે ચિત્રકલા?

આવા આમાં મહાન બેમાંથી કયો કવિ મ્હોટો એવા પ્રશ્નને ઉડાવવાને જેટલા વાજબી ગણાય, તેટલા તે એક જ જાતની બે કૃતિઓની સરખામણીમાંથી છટકવાને માટે ઉપયોગી નથી તોપણ આટલું તો એવી સરખામણીમાં ય ઘણી વાર વીસરાય છે, કે પ્રસ્તુત બે કૃતિ એક જાતની છતાં પણ બે જુદા કર્તાની છે, અને દરેક સારા કર્તાની દરેક સારી સવાયની કૃતિમાં કંઇને કંઇ લાક્ષણિક અંશ હોય જ વળી વિષય જુદા જુદા, તેનો ય ફેર પડે કમલિનીનો વિષય ચન્દ્રના જેટલો આકર્ષક ન જ હોઇ શકે કવિએ તે સાધવામાં ઘણી વધારે કુશળતા મેળવી હોય તો પણ ચન્દ્રના વિષયમાં વ્યોમ, મેઘ, સિંધુ, સંધ્યા, શુક્ર, ઝાડ તજેના ચાદરણાંથી માંડીને ગ્રહઉપગ્રહોના વિશ્વભ્રમણ સુધીના પેટાવિષયો ક્રમની રીતે આવે, એટલું જ નહી પણ એ દિવ્ય ગોળાઓનું સ્વર્ગીકસંગીત (કડી ૯) પણ આવે કમલિનીમાં પણ કવિએ વિષયોની લગભગ ચન્દ્રના જેટલી રસિક પરંપરા યોજી છે, તે એના વિજયને માટે વિચારશીલ વાચનાર એના કલાચાતુર્યને ઉલ્ટું ગણવાન પણ લલચાય અને, ઉલટ પક્ષે વિષય જાતે લોકપ્રિય બને તેવો હોય, પરંતુ તેને યોગ્ય રમ એક સરખો સધાય છે, તો જ તે લોકપ્રિય બને છે આ વિષયમાં ચન્દ્રને મુગ્ધ કુમારિકાવસ્થામાં દાખલ થતી, પણ બાલિમનું ગમનિયાણપણું હજી એનું ને એવું ટકેલું છે, એ પ્રકારની વર્ણવી છે,—કિશોરાવસ્થાની કોઇ અપ્સરાપુત્રી જેવી આમાં એના રસની લોકપ્રિયતા છે અને કેટલીક નમણી કડીઓ છે, તોપણ એકંદરે આ રસ એકસરખો સધાયો છે ને કલાવિજય, કલાપીનો કમલિનીમાં છેક જુદી જાતનો કલાવિજય છે, તેનાથી ઉતરતો ગણવો કે મ્હોટો, એ વિષે જુદા જુદા અધિકારી નિરીક્ષકો રુચિ પ્રમાણે જુદા જુદા મત આપે એવું પણ બનવા જોગ છે

* હૃદય ત્રિપુટી વિગેરેના ઘણા વ્યાખ્યાન માટે જુવો 'હિન્દુસ્થાન' પત્રનો ૬ સ ૧૯૨ની નીવાળીનો અંક

દરેક કર્તામાં વિશિષ્ટતા હોય છે એ હમણા જ આવી ગયું. આવી વિશિષ્ટતાઓના વર્ગમા તેના લાક્ષણિક દોષો પણ આવે છે. આ દિવ્ય ગોળાઓના સ્વર્લૌકિકસંગીત ( the music of the heavenly spheres. ) ની કડી જુવોઃ—

> એવોં મેઘનો રેત સરસૂં નાવ મુજ ઘસડાય જ્યાં,
> મધુરા રસીલા મંદ ઝીણા સુંદરા સુર થાય ત્યાં;
> માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,
> ને સુણે હરણું માહરૂં, ને ઊંઘ મીઠી લે ખરૂં.

આ દિવ્યસંગીત અમુક સ્થલોમા અમુક સંજોગોમા અમુક ક્ષણોમા જ થાય છે ? નાઃ એ થાય છે તે જો સત્ય હોય, તો તો એ નિરંતર ચાલી રહે છે, ચાલી રહેલું જ છે. આ દષ્ટિએ જોના, કડી ૭ ૮ અને ૯ ને સાથે લઇને તેમનો એકંદર અર્થ કર્તાને બનતો લાભ મળે એમ કરિયે; વળી કવિને ઘણી વાર અછડતું દર્શન જ કરાવવું પડે, જે વિષયો કવિ છેડે અથવા તેના વર્ણન અલંકાર આક્ષેપ આદિમાથી સૂચિત થાય, તે સર્વનું સંપૂર્ણ દર્શન અશક્ય; એ બધું યે સ્વીકારિયેઃ તથાપિ જેટલું અંશદર્શન કવિતામાં આવે તેટલું પૂરા સત્યની સાથે રમ્ય રીતે બંધબેસતું તો હોવું જોઇયે. અને તે અહીં કવિથી સધાયું નથીઃ રોમેન્ટિક શૈલી ઘણી યે વાર સાધી શકતી જ નથી.

બીજી રીતે જુવો. આ નવમી કડીમા ૪ થી પંક્તિનો શો અર્થ ? કર્તા કે તેના અનન્ય ભક્ત કોઇયે કહી શકશે ખરા ? હરિગીતના ઘૂઘરામા રમતિયાળ રમ્ય શબ્દો વગાડતાં વગાડતાં આ ચોથી લીટી પણ વગાડી લેવી; એટલી વાર વાચનારે પોતાની બુદ્ધિને, કવિના કે ચંદ્રાના મૃગલાની માફકજ, મીઠી ઊંઘ લેવા દેવી. આ કવિતા એટલે કે વિચારપ્રવાહ છે, એ તેટલી વાર વીસરી જવું; સ્વર વ્યંજનની રમ્ય આનુપૂર્વીના લયમા જ લીન થવું.

વિચારમા કઈ ઉતરતા (અથવા સ્હડતા) જે ભાગજડો આવે છે, જે ઉડવા ન દેવી અથવા તો તેની નિરાકૃતિ સાધવી એમા જ વિચાર અને કલાનો વિજય છે, તેવી આ પ્રમાણે રા. રા. નરસિંહરાવની સારામાં સારી કવિતામા ય એમ ને એમ પડી રહેલી દેખાય છે. એ સપાટી ઉગર વિહરતી કવિતા એવું કશું જોતીજ નથી. જેને જેને ગૂંચો ખટકે તે તે તેટલા એ નૃત્યલીન કવિતાને માટે અપાત્ર ! લોકો પણ મોટે ભાગે સપાટી જોઇનેજ મોહનારા, એટલે આ ગૂંચો અને આવા દોષો તેમને જણાયે નહીં.

કલાપીના દોષ જુદી તરેહના છે. એ ધ્વનિ વિધાયક જે કંઇ કરવા માડે છે તે અધીર ઝડપે ઘડી નાખે છે. એટલે બેપરવાઇમા કોઇ ઠેકાણે અનુચિત શબ્દ, સૂચન, આદિ રહી જાય છે. કમલિનીની ૭ મી કડીમાં **શાંત રસ** એ શબ્દો વિચારો વિચારતા જ જોશો જે અહીં **શાંત** વિશેષણ બેસતું નથી; કયું વધારે બંધબેસતુ, તે પણ એકાએક સુઝે એમ નથી.

કલાપીએ કમલિનીનો જે અંત યોજ્યો છે, તે આ મોટે ભાગે આછા રંગનો રહેવો જોઇયે એવા વિષયને માટે જરા ઘેરો પડી જાય એવો છે એક બાજુએ આવો વિસવાદ ચંદ્રામા નથી, તો બીજી બાજુએ—

આગિયાનું નીતર્યું તેજ (કમલિની, કડી ૭),
ચન્દ્રલાંછનનું તલ ભ્રૂકમાન અને કાજળ–આંજેલ આંખ રૂપે સૂચન (કડી ૪),
પતંગિયાનું અપ્સરા રૂપે વર્ણન (કડી ૧૫),
કમલાની રોલમ્બમાલા ભમી રોક (કડી ૨૦),
સંધ્યાના આગમના રંગની કોકિલની ફીકી જેવા દ્રાક્ષરસ સાથે સરખામણી (કડી ૨૯),
રાત્રિમાં સિંહની અંગાર જેવી આંખ (કડી ૩૭),
—એવી એવી વર્ણનખૂબી પણ ચન્દ્રામાં મળે એમ નથી

જે કવિ વા કૃતિ પાસેથી મળી શકે તે લેવું અને તે પૂરતો તેને વખાણવો. મગદૂર ઉપરાંતની માગણીઓ કરી અમર આશા રાખી રાખીને તે ભજે નહી માટે અસંતુષ્ટ થવું, એમાં મમભાવની વૃત્તિ નથી વિવેકી સહૃદયતા કે શાણી ન્યાયવૃત્તિથી યે એવો અસંતોષ વેગળો છે જે હાટમાં જે મેળો જ ન હોય,–જેમ કે ટૂંકી વાર્તામાં પાત્રોનો ચારિત્ર્યવિકાસ,–તેને માટે ત્યાં ઊભા ઊભા વાણોતને જીભનો સ્વાદ ચખાડવો, એમાં વ્યવહારુતા પણ નથી મીઠાશથી વાત થઈ બીજું હાટ શોધવું

મતલબ કે સાહિત્યચર્ચા મોટે ભાગે ગુણદર્શી અને ગુણપ્રશંસક હોવી જોઈએ ઝમાને ઝમાને કવિઓ, ટીકાકારો, પયપકો, અને વિદ્વાનોમાંથી સમદર્શી હોય છે તે આ ધોરણ ફરી ફરીને પોતાને આવડે તે ભવાય સુધ્ધાં પોકાર્યા કરે છે, અને બોધ્યા કરે છે તથાપિ સાહિત્યચર્ચામાંથી દોષદર્શિતા અને દોષદર્શકતાની નિંદ્ય પ્રવૃત્તિઓ ઓછી થતી નથી આનું સ્થૂલ કારણ જનસ્વભાવ છે વિચિત્રતાપૂજકો, પોતાના સાંકડા વર્તુલ બહારનાને વખાણી ન શકનાર ધૂમાવિષ્ટ નિંદકો, અને એવા એવા આ ક્ષેત્રમાં પોતાનું ટટ્ટુ હાંક્યે જ રાખે છે, અને પરપ્રત્યયનેય તેમ જ્ઞાનલવદુર્વિદગ્ધ લોકના દોડાદોડ અને શોરબકોરને લીધે, શાંત સ્વભાવના અને સ્વતંત્ર મત બાંધવાની શક્તિવાળા ઘણા કવિતાભક્તો મતામતિના ખંડનમંડનમાં પડતા જ નથી કવિ અને કૃતિ માટે જે સત્તા ધીમે ધીમે છેવટનો નિર્ણય આપે છે, તે આ રૂપ્યાગી, સમદર્શી, મૌન લોકમતની સત્તા છે, છાપે ચ્હડતા અને વાગ્વિવાદનું સાધન મચાવતા લોકમતની સત્તા નથી

રા ગ. નરસિંહરાવની કવિતાને સપાટી પર પ્રકારની કહું છું, તે એક દરે લેવાનું છે એમના કવિતાસંગ્રહમાં ગપાવાર રૂપે ટૅગુર ગિફ્ટ અને સૂક્ષ્મ પણ છે જ આપણા આ અનુકૃતિપ્રકરણમાં લઈ શકિયે એવો આનો એક ઊંચો દાખલો એમની કૃતિઓમાં મળી આવે છે કમલિની મૂલનાથી લગભગ સ્વતંત્ર જેવી અનુકૃતિ છે, તો અનુકૃતિનો આ નવો દાખલો મૂલના લગભગ અનુવાદ જેવો છે વસન્ત માસિકના ગોવર્દ્ધનસ્મારક અંક (અધિક ચૈત્ર, ૧૯૬૮)મા રા નરસિંહરાવના—"સ્વ ગોવર્દ્ધનભાઇના ત્રુટક સ્મરણો" એ ગદ્યલેખનો અન્તભાગ જુવો અને સાથેસાથે સમાલોચક ત્રિમાસિકના ગોવર્દ્ધનસ્મારકઅંક (અષાઢ ૧૯૬૩) માં એમની જ "ગોવર્દ્ધનભાઇ" એ પદ્યકૃતિ જુવો ગદ્યકૃતિ ૧૯૦૭ના પ્હેલા અને પદ્યકૃતિ બીજા માસમાં લખાયલી છે બન્નેને મરખાવો પદ્યકૃતિ નૂપુરઝંકારમાં સમાઈ ગઈ છે (પૃ ૯૩–૪) અને એ પ્હેલાના ઉપના ગદ્યલેખનો અન્તભાગ એ જ ચોપડીના ટિપ્પણમાં ફરીથી છાપેલો છે (પૃ ૨૮૫)

ગદ્યમાં—પ્રભાતના અંધકારમાં મંગળ પ્રભાતિયાં ગાતો,

રાત્રિના ગમકતા અંધકારમાં ઉગ્ર ભાવ ઉદ્દીપતો, સાગર,—એમ વિકલ્પ છે, અનુકૃતિમાંથી એ વિકલ્પ રહી ગયો છે. આને લાભ ગણીશું કે હાનિ?

ગદ્યમા–તારાજડિત આકાશથી તે ફોસ્ફરસના પ્રકાશથી ચમકતા તરંગના ફેન સુધી સર્વત્ર એકાકાર કારમી* સંવેદના સ્ફુરાવનારું શાંતિનું પૂર–છે. આ પણ અનુકૃતિમા આવ્યું જ જણાય છે.

અનુકૃતિમાં એક વિશેષતા આ છે,—

ઉદધિઉરનાં આછાં બિંબો બની નભતારલા
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમગુહા વિશે!

આ કલ્પના કુદરતી કે લલિત ગણી શકાય એવી નથી, વિચિત્ર અને દુરૂહ (conceit) છે. એનો આટલો બચાવ થઇ શકે ખરો જે કરુણ રસમા અને ખાસ કરીને વિરહકાવ્યમાં કઇને કઇ કન્સીટ (concelt) આવી જાય, એ અકુદરતી નથી. વિરહીના મગજમાં લાગણીપૂરના ઉછાળાઓ પ્રમાણે છેક વેલછાના સીમાડા સુધીની કન્સીટો (conceits) ચમકારા અને બુદબુદોના જેવી ફૂટ્યા કરે છે. અથવા તો આ બે પંક્તિઓને ઉપલા ગદ્યભાગનું પ્રતિબિંબ પણ ગણી લેવાય.

અંતે ગદ્યમા માત્ર વસ્તુકથન છે. કેટલીકવાર નર્યું કથન જાતે ઊગી અમર કવિતા હોય છે: જુવો—

**આ સમયે આ દેખાવમાં પ્રતિબિંબિત થઇને એ પ્રેમલ મૂર્તિ, એ મિત્રનો મધુર આત્મા, જાણે મ્હને વીંટી વળે છે.**

અહિં આ સમયે ઉંડી શાંતિ ફરે,
તહિં એ મુજ મિત્રનિ મૂર્તિ તરે.

અનુકૃતિમા કર્તા એની "કવિતા" કરવા ગયા છે. અને મ્હારા નમ્ર મતે ફાવ્યા નથી. છેલ્લી કડી તો–લખાઇ ભલે, તથાપિ પાછી–છેકી નાખવી જોઇતી હતી. જે આવશ્યક નહીં તે બધુ યે કલામા નકામુ બલ્કે હાનિકારક, એ કલાલાઘવનો નિયમ ભલભલાને પણ અતિકડક પડે છે. આની સામે બચાવમા એટલું જ સુઝે છે કે વિરહકાવ્યમા, વિરહકાવ્ય જેને જરા યે લાગુ હોય તો, પુનરુક્તિ, નબળી ઉક્તિ, અસ્પષ્ટતા આદિ પણ હોય. અથવા, જે પદ્યલેખકો સંગીતપ્રધાન અને લાગણીપ્રધાન શૈલીઓને વશ થઇ ગયા હોય, તેમની કૃતિઓ બુદ્ધિની તાવણીને ઠીક સહન કરી શકે અને તેમાથી શુદ્ધ ઉતરે, એવું ભાગ્યે જ બને છે.

આ પ્રમાણે આપણી સરખામણી પૂરી થાય છે, અને, બેશક, એમાં પહેલી લખેલી ગદ્યકૃતિ બીજી જે પદ્યકૃતિ અને અનુકૃતિ છે તેના કરતા ચ્હડે.

---

* **કારમી** એટલે? અનુકૃતિમાં પણ એ જ શબ્દ વાપર્યો છે (કડી ૨) **નર્મ**કોષમાં "ચમત્કારિક, અદ્ભુત, મારકણું, સુન્દર" એમ અર્થ આપ્યા છે. Penetrating yet ineffable એવો અર્થ વક્તવ્ય લાગે છે, અને તો તેને માટે **કારમી** શબ્દ ઠીક નથી: પણ એ આપણા શ્રેષ્ઠ ભાષાશાસ્ત્રી આ શબ્દ વિશે જે નવો પ્રકાશ નાખે તે ખરો

પરંતુ આટલી ચર્ચાથી સંતોષ માનીને આપણા વિષયના બીજા વિભાગને ઉપાડવાનું હજી બની શકે તેમ નથી. સ્નેહરસગીતની ચર્ચામાં આપણે જોયું, તેમ અહીં પણ, કૃતિચર્ચામાંથી કૃતિમાં આલેખેલા વિષય ઉપર જવું પડે એમ છે. સાહિત્યચર્ચામાં આમ ઘણી વાર બને છે. અને પ્રસ્તુત કૃતિમાંનો એ વિષય જેમ આપણા જીવનને અને આપણા જમાનાને માટે વધારે મહત્ત્વનો લાગે તેમ તેનામાં આપણને પોતા ભણી ખેંચી લેવાનું બળ વિશેષ હોય છે. આ કૃતિયુગ્મમાં આલેખાયેલું સ્વ. ગોવર્ધનરામનું ચિત્ર આ પ્રકારનો વિષય છે. એ ચિત્ર પ્રમાણે સરસ્વતીચંદ્ર, સાક્ષરજીવન, અને સ્નેહમુદ્રાના કર્તામાં ગાન ખરું, શાંતિ ખરી, વિશાળતા ખરી, અપૂર્ણતા, મહત્તા, ભવ્યતા ખરી. પણ-પણ-પ્રકાશની આછી સુરખી કે તગતગાટ જ, અને તે પણ ધૂમસગર્જના વ્યાપક પડ. આડે જે કંઈ દેખાય તેટલી જ.' ગો. મા. ત્રિ.નું એમનું ચિત્ર-આ.'

આ ચિત્ર વિશે શું ધારવું? એને સત્ય ગણવું? સત્ય એટલે? મ્હારા ચિત્તાકાશમાં ગોવર્ધનરામની છાપ આથી જુદી, અત્યંત જુદી. તમારા ચિત્તાકાશમાંની એથી ય જુદી,- તે ભલે. રા. નરસિંહરાવના મગજ, હૃદય, કલ્પના, આદિ આખા ચિત્-તંત્રમાંના એમના ગોવર્ધનરામ આ. તેઓની સાથે લાંબો મિત્રાસંબંધ કબૂલ. તેમનું માધુર્ય, તેમની કોમળતા, એ બધું યે કબૂલ. પરંતુ એ અંગત અને સ્થૂલાવિષ્ટ અનુભવોને અલગ ગણીને ગોવર્ધનરામને એક બુદ્ધિમત્ત્વ તરીકે આપણા કર્તા આ પ્રકારના જ જુવે છે, અને માને છે, અને એમની સત્યવાદિની કલા, માનેલી દૃષ્ટિ અને પ્રતીતિનું પ્રતિબિંબ પાકા રંગ અને અમર રેખાઓમાં આલેખી આપે છે. ગદ્ય જેને પ્રિયતર તેને માટે કર્તાએ એ ચિત્ર ગદ્યમાં આલેખ્યું છે, પદ્ય જેને પ્રિયતર તેને માટે એ જ ચિત્ર એમણે તેમાં આલેખ્યું છે. ધારો કે એ ચિત્ર તમને ખૂંચે છે. પરંતુ તેમાં એમનો શો દોષ વારુ? સૌને પોતપોતાના દર્શનમંતવ્યને વળગવાનો અને આગળ કરવાનો અને તેને યથાશક્તિ દીર્ઘાયુ અને વ્યાપક બનાવવાનો એકસરખો હક છે. અને અગર જો કે છેલ્લે સરવાળે તમારું, એમનું અને આપણું દરેકનું માપ, પોતપોતાનાં (આવાં આવાં) દર્શન, મંતવ્ય, લેખ, વર્ણન આદિ સમગ્ર કૃતિકલાપમાંનાં સત્યાસત્ય, હાર્દ, અને ચારિત્ર્યલક્ષણો પરથી નીકળવાનું એ સિદ્ધ, તથાપિ એ છેલ્લો સરવાળો શો આવશે તે આગળથી જાણવાની શક્તિ કોઈ જ ધરાવતું ન હોવાથી, એ જે આવશે તે "મ્હારા" લાભનો જ આવવાનો, એવી શ્રદ્ધા અને આશા રાખવાનો આપણ દરેકે દરેકને નિર્વિશેષ હક છે. તમને એ હક ખરો, તો રા. નરસિંહરાવને પણ તેટલે જ દરજ્જે ખરો. પરમતમાનના સમભાવને સાહિત્યમાં પણ સ્થાન છે.

સાહિત્યચર્ચામાં સ્થળેસ્થળે ફૂટી નીકળતા અભાવ, ટીકા, નિંદા-અથવા સામી બાજુએ અતિપ્રશંસા આદિના ફુવારા, ચર્ચાબિંદુ કૃતિના પોતાના સાહિત્યલક્ષી ગુણદોષ વિશે જેટલા નથી હોતા, તેટલા તે એ કૃતિમાં મૂર્ત થતા, સૂચવાતા, કે સ્પર્શાતા વિષય-વિષયોને લગતા અનેક ન્હાનામોટા મતભેદોને લઈને હોય છે. સાહિત્યકૃતિ પોતે બાપડી રહી જાય છે બાજુએ, પોતાના નાજુક અંગોને જેમતેમ સંકોરતી, ધર્મ, નીતિ, સમાજ, રાજ્ય આદિના હઠીલા ઝગડા સાહિત્યની શુદ્ધ ચર્ચા થોડી થતાં ન થતાંમાં અહીં પણ ફૂટી પડે છે, અને સામસામે આથડે છે મણિલાલ નભુભાઈ જેવા સનાતની નરસિંહરાવ જેવા સુધારાની કુસુમ

માલાને, વળોટે જ. રમણભાઇ જેવા નવશોખિયા તરુણ સાગે ઉતરીને એ જ કુસુમમાળાને, ગુજરાતી કવિતામહેલના ઊંચામાં ઊંચા કળશ ઉપર–પ્રેમાનંદથી યે ઊંચી ટોચે, એક વાર તો મુકે જ. તરુણ મલ્લ ઠેકડો મારે તે ગગનચુમ્બિ ના હોય તો તે તરુણ જ શેનો ?'

જીવનચરિત, ઇતિહાસ, ઐતિહાસિક નવલ અને નાટક અને કાવ્ય, એવાં સાહિત્યને વળી બીજી જાતના વમળ પણ નડે છે. પ્રજાસ્મિતાના હોડા જોરથી ઉછળતા હોય એવા સમયમાં આવી કૃતિઓની સાચી સુંદરતા ન જોવાય એટલું જ નહીં પણ તેમાંના જે અંશ અસ્મિતાપોષક વા અસ્મિતાવિઘાતક માની લેવાય, તેમના ઉપર લોકમતની ઇમારત ચણાય છે. ઔરંગઝેબ અને શિવાજી પાત્રો હોય તેવા ઇતિહાસ, નવલ, નાટક, કે કાવ્યમાં એકને રાક્ષસ જેવો અમાનુષ અને બીજાને દેવ જેવો અમાનુષ આલેખ્યો હોય, એ ગંભીર આલેખનદોષો જ એ કૃતિના મોટા ગુણ તરીકે ગવાઇ રહે છે, અને લોકપ્રિયતાની પ્યાસી કલમો એવી એવી વસ્તુના અનેકાનેક અપચિત્રો ચિત્રે છે, અને ફુલાઇ ફુલાઇને સાહિત્યવ્યોમને ટેકાવનાર થાંબલા પોતે જ હોય, એમ અક્કડ ને અક્કડ ઊભી રહે છે; વળી તે પોતાના મળતિયા વાહિત્રો આદિને આગળ પાડે છે, સાચા સાહિત્યચંદ્રો સામે રાહુની જેમ વર્તે છે, અને ઉજળાં ઉજળાં માનસસરને પણ વલોવી વલોવીને ડહોળી નાખે છે.

રાજ્ય સમાજ આદિમાં હોડા અને વમળો આવ્યા જ કરવાના. એ પરિસ્થિતિ એ હવામાં ઊછરેલા આપણે પરિસ્થિતિ અને હવાના દોષોને સ્થિરબુદ્ધિએ દોષો જ માની શકીશું, એવા દોષો અતિ ઉપર જતા અટકે અને વળી ઘટતા આવે એમ આપણા આખા મનોબલ વડે ઇચ્છી શકીશું, અને તે માટેના સજીવન ઉપાયો અવિરતોદ્યોગે શોધીશું, તો સત્ય અને સૌંદર્યની સેવા અને લગનીનો એક જ ઉપાય સૌથી ઊજળો અને સીમા શ્રેષ્ઠ છે, એમ આપણી નિઃસંશય ખાતરી થઇ જશે. આ સેવા અને લગની જેમ વધારે શુદ્ધ, વધારે આગ્રહી, વધારે એકમાર્ગી, વધારે વ્યાપક, તેમ તેન તેની પ્રેરણાશક્તિ અને ફલસિદ્ધિ. આવી ભક્તિને પ્રકટાવવી, ઉત્તેજવી અને જ્વલંત રાખવી, તે સંસ્કૃતિશિક્ષણના સીધા આડકતરા, મોટા ન્હાના, સંસ્થાબદ્ધ અને અંતરે અંતરે થોડો કાલ કરીકરીને કરવામાં આવતા, તમામ પ્રયાસોનું ઊંચામાં ઊંચું લક્ષ્ય ગણાવું ઘટે છે.

પરમતસહનની આવશ્યકતા જોતાં જોતા જરા આગળ નીકળી ગયા. નિબંધ પણ લાંબો થઇ ગયો છે. એટલે હવે આપણે અનુકૃતિનો બીજો એક જ દાખલો જોઇ શકીશું.

**કલાપીનો વૃદ્ધ ટેલિયો** વર્ડ્સ્વર્થ વિરચિત 'એક્સકર્શન ( Excursion )'એ કાવ્યના પ્રથમ સર્ગ 'ધિ વૉન્ડરર (The Wanderer)' એટલે વટેમાર્ગુની ટૂંકાવેલી અનુકૃતિ છે. **માર્ગરેટ** ( Margaret )ના જીવનની વાત અથેતિ કહેનાર 'વટેમાર્ગુ' નો શ્રોતા (કવિ પોતે) સાથેનો સંબંધ કેવો હતો અને કેમ બંધાયો, વગેરે વર્ણન અને ઇતિહાસથી વર્ડ્સ્વર્થ પોતાનો સર્ગ આરંભે છે. એ આખો વિષય કલાપીએ છોડી દીધો છે. તેમાંથી થોડીક જ વિગત લઇને તેમાં આપણા દેશકાલને બંધ બેસતી કલ્પિત વિગત સાંધીને કલાપી મૂલ કવિના વટેમાર્ગુમાંથી પોતાનો ટેલિયો બિખારી સર્જે છે. અને તે કથાનાયિકાની હકીકત કહેતાકહેતાં વચ્ચે ટૂંકામાં જ પોતા વિશેનું કહી લે છે, એટલે કથાતંતુની સળંગતા પણ

જણાય છે નયિકા બાલાના જીવનને લગતી વિગતો કલાપિ મૂલમાં વર્ડ્સવર્થે માર્ગરેટની ચિત્રી છે તે જ રાખે છે અને એ મુખ્ય વર્ણન પણ ટૂંકાવીને કનાપિ વિષયને ઘટતી લબાઈનો જ રાખી રમતી જે પાઠ માત્ર સધાય તે સાધે છે, અને આ રીતે ગુજરાતી કવિતામાં સાદી ભાષા, સાદી કરી સાદી વિગત, સાદાઇ નરી, એ સાધનો વડે જ મર્મભેદક કરુણ રસનો એક ઉત્તમ નમૂનો સર્જે છે

વાર્ડ્સવર્થનું કાવ્ય લાંબુ છે તે સાથે તેનો ઉદ્દેશ અને પદ્ધતિ બને જુદા છે એ મહાકવિની વિશિષ્ટ કૃતિઓમાં ધ્યાન રમ પ્રધાન હોય છે, અને કુદરતના વર્ણનો માનવ બનાવો અને વીતકોના કરતા ઉતરતી અગત્યના હોતા નથી એની કાવ્યકનામા, ટૂંકામા કહિયે તો, માનવ પાત્રો કુદરતની સજીવન અનંતતામા વ્હેતિયા જીવ કે તેથી યે ક્ષુદ્ર જંતુ જેવા, આભાજાળુરા ઉપરના કીડીમકોડી જેવા હોય છે શ્રદ્ધા અને શાન્તિ, પ્રકાશ અને આમા પણ વડર્સવર્થના કલાપટમા કુદરત મહામૈયાના હોય છે કુદરતના અતિવિશાળ ઉછંગેદ મા મનુજપખી ઉડે છે, અને થોડુ મ્હાલે છે તો થોડુ સહન કરે છે, અને વીતકથી ગાઢુ થઇ જાય છે, તો વળી કુદરતની અજબ અમીથી દર્દની ખટક ધીમે ધીમે સહ્ય પણ બને છે મધ્યાહ્નના સૂર્ય પછી જેમ મધ્યાની પરિણામગમ્ય ીવતા કુદરતી રીતે જ આવે છે, તેમ વડર્સવર્થના આઇડીલો ( idyls ) મા અવમાન નાત તેજોમય મમતામા આવે છે ––ત માણસને આ પ્રમાણે ઘડે છે, પશુનો 'દ્વિજ' બનાવે છે, કુદરતથી માણસ આ પામે છે એ સત્ય રૂપસુંદર અને મનોવેધક રીતે શીખવનાર કવિ-ગુરુ અથવા ઋષિ ( prophet ) તે વર્ડ્સવર્થ

આ પ્રમાણે ઘડાઇ ઘડાઇને વૃદ્ધ થઇ ગયેલો તથાપિ અંગે અને બુદ્ધિમા સશક્ત રહેલો જેવો વડર્સવર્થનો 'વટેમાર્ગુ' છે, તેવો જ કલાપીનો ટેલિયો છે માર્ગરેટ-બાલાના જીવનની અતિકરુણ ઘટનાને માટે એના હૃદયમા દર્દ થઇ થઇ થઇને એ આખો ઇતિહાસ એને દુ ખગ્રમતો બનેલો તો એવોને એવો હો છે, પણ તે દુ ખરસમા હવે ખટક નથી બીચારીને અરેરે!' જુવોને માથે દુ ખના ઝાડ ઊગ્યા, એ પ્રમાણેની અનુકંપા ખટકનું સ્થાન લે છે અને તીવ્ર ખટકને બદલે આ સરલ અને શાત અને મૃદુલ વ્હેતી અનુકંપા સંગિત વર્ણનને સુરમ્ના અર્પે છે વળી વિધિનો ખેલ એવો!'– એ પ્રકારની દૃષ્ટિનો કોમળ પ્રકાશ એ અનુકંપાસંગિતા ઉપર એક સરખો પડે છે પરંતુ કલાની આવી નાજુક સર્જકના આગળ પૃથક્કરણ અને સમઝુતી વૃથા કાલક્ષેપ છે ટેલિયાના કેટલાક ઉદ્‌ગાર જાતે જ જુવો.—

> બોલ્યાં ધીમે, અરે બાપ! * દુખીના દુખ કા પુછો?
> ન જાણે તે ન જાણે છે વાતોથી દુખિના દુખો ૮
>
> × × ×
>
> ? મ્હેરમાન! નહિ મૃત્યુ બનાવું વ્હેલ
> ને શુ કને મળગવા બાઈ કાગ લાખો! ૧૭

* મૂલમા તોતા વર્ડસવથ તેમ આ અનુકૃતિમા કલાપી પોતે જમણી બાજુએ મૂકેલા આંક ને તે ગોનુ આખા હારમાનુ સ્થાન જણાવે છે

આ નેત્ર કૈં નિરખતા અહિં આસપાસ
જેનું કશું નયન જોઇ શકે ન ત્હારાં;
આ સ્થાનમાં સમયના પલટા થઈ છે,
રે ! સ્થૂલ ભૂમિ પણુ કૈં પલટા સહેતી! ૧૮

રે ભાઇ ! આખર બધા ય મરી જવાના,
લેતું ન મૃત્યુ વળિ આપણુ એકલાને:
જે જે પદાર્થ પર પ્રેમ જનો કરે છે,
તે તે પદાર્થ પણુ તે જન સાથ જાતા ! ૧૯

તે વ્હાલની અગર ચીજ ફરી જની સૌ,
વીતેલની પ્રિતિતણું ફરતું બધું યે;
હા ! તુર્ત સુંદર સહૃ ય કુરૂપ થાતું,
વીતેલની રહિ શકે ન નિશાનિ યે કો ! ૨૦

× × ×

'જે સર્વને જગતમાં નવ તે મ્હને છે,
જે ના મ્હને વળિ ત્હને ય રહ્યું નહી એ,'
એવી જ નિત્ય કંઇ વાત અમે કરીને
ના જાણુતા હૃદયમા ગળતું હતું શું ! ૨૮

'જે અન્યને જગતમા નવ તે મ્હને છે,'
એ લાગણી ઉપર વિશ્વ બધું ફરે આ;
એ લાગણી નરક સ્વર્ગ તણી જનેતા,
ને એ વતી જ અમ ઊર ટળ્યા પ્રભુમા. ૨૯

× × ×

અરેરે ! હર્ષની લ્હેરી સંકોચાતી વહે નકી !
અરેરે ! કષ્ટની રેલો વધે છે કાલ આજથી ! ૪૭

× × ×

ગમે તે અલ્પની સામે, ગમે તે દુષ્ટની ભણી,
કૃતઘ્ની ને મહાપાપી તિરસ્કારનિ દૃષ્ટિ છે ! ૫૧

× × ×

સહેવાનૂં સહી નાખ્યૂ બાકી આજ નથી કશૂં,
કપાનૂં આયુ કષ્ટોથી, મ્હારૂ તો દીર્ઘ છે થયૂં. ૫૭

હશે, ભાઇ ! હશે, ભાઇ ! દુખી હૂં નવ લેશ છૂં,
જીવતા હૂં નથી થાકયો મોતથી ય નહીં ડરૂં. ૫૮

× × ×

કેવા હશે એ બાકી દુખોના ?
—તોબા પ્રભુ ! —એનિ કળા જ ન્યારી ! ૧૬૩

× × ×

અત્યારે એ મુખ નયનની આગળે—આ તરે છે !
ઓહો ! કેવું દુખમય છતા શાંતિમા વાસ એના !
રે ! અત્યારે પગ રણુ ઝણૂ ચાલતા એ હશે શું ?
કે કૈલાસે પ્રભુપદ કને શાંતિમા મ્હાલતા શું ? ૧૬૮

જ્યા હો ત્યા હો, પણ સુખિ હશે શાંત આત્મા નકી એ
જ્યા હો ત્યા હો, પણ હૃદય કૈં બોધ દેતૂ હશે એ:
શ્રીમંતોને ગરિબ દિલની વારતા શીખવીને
જ્યા હો ત્યા હો, પણ પ્રભુ કને દોરતૂં કૈં હશે એ. ૧૬૯

કલાકારની સ્વતંત્રતાનુ માપ આકતા એક મુશ્કેલી એ આવે છે કે કલામા પસંદગીની શક્તિ જેટલી નવું યોજવામા જોઇયે. તેટલી જ જુદે જુદે સ્થલથી બીજાના અંશો પોતાના કરવામા જોઇયે, અને તેટલી જ પસંદ કરેલ અંશોમાંથી પણ ઘણું ત્યજવામા જોઇયે. સામાન્ય દુનિયા માત્ર ત્યજી દીધું છે, માત્ર પસંદ કર્યું છે, એમ કહી એ બંને પ્રવૃત્તિઓ ઉપર પોતાના હલકા અભિપ્રાયની છાપ ઠોકે છે અને, એથી ઉલટું, નવું યોજ્યુ હોય તે પ્રવૃત્તિને હદથી વધારે માન આપે છે. નવું જોડેલું નવુ જોડાયુ તેથી વખાણ લાયક નથી હોતું, યોગ્ય જોડાયુ હોય તો જ વખાણ લાયક હોય છે: અને યોગ્યાયોગ્ય વિવેચકશક્તિ બીજી બે પ્રવૃત્તિઓમાં ય એટલી જ મહત્ત્વની છે.

વડર્સ્વર્થ સાથે ઉપર ટાંકેલી પંક્તિઓ જ નહીં પણ આખી કૃતિ મેળવી જોતા, મૂલમા નથી એવું ટેલિયામા ભાગ્યે કંઇ પણ મળી આવે. અને આ હકીકતનું મહત્ત્વ વધારે આકવું યોગ્ય ગણે તેવો વિવેચક ઘણુ કરીને ટેલિયાને અનુકૃતિ કરતા ટૂંકાવેલો અનુવાદ જ ગણે. સામી બાજુએ, કલાપીએ એટલુ તો ટૂંકાવ્યુ છે, અને જે થોડો ભાગ શબ્દશ: અનુવાદ જેવો છે તે પણ એવો અસરકારક છે, તથા એકંદરે લેના [illegible] એવી તો હૃદયની ઊર્મિમાથી ઉદ્ભવેલી અને ઐક્યવાળી છે, કે એને અનુવાદના વર્ગ[illegible]ી અશક્ય લાગે છે

૪૭

કલાપીને પોતાને આ કાવ્યના ગુણ વિશે શંકા રહેતી, તેના બે કાર[illegible] પણ સાચા કવિને પોતાની કૃતિથી પ્રસન્નતા અને પૂર્ણ સંતોષનો અનુભવ[illegible] હોય છે. સુંદરના અને કલારૂપ ઇંદ્રલોકની અપ્સરાની જે આંખને ખરે જ[illegible] હોય છે, તે પોતાની ઘણીખરી કૃતિઓ વિશે અસંતુષ્ટ હોય જ હોય. લે[illegible] ...ર માત્ર તેની કૃતિ જુવે, ત્યારે તે તો પોતે જે અનિર્વચનીય વસ્તુ ન્રજવા મં[illegible] અને બદલે પામ્યો ત્યારે આ યત્કિંચિત્, તે પોતાના ચિદાકાશમાનો કિરણ પણ સાથે સાથે જુવે છે, એટલે કૃતિ તેને મુકાબલે ઝાખી લાગે તેમા શી નવાઇ ! ઝાખી ન લાગે તો તે નવાઇ

૫૧ ૫૯

* છેલ્લા બે શ્લો- ટેલિના નિગે 'બાપુ' એટલે કવિની દૃષ્ટિ ?

ખરી વાત જેમ તેનો હાથ બેસતો જાય છે, જેમ જેમ માત્ર સ્વચ્છંદનમાંથી કલાનો નાદ શું ને શું મહત્ત્વ કરી આપે છે તે અનુભવ મળતો જાય છે, તેમ તેમ તેની પોતાની આત્મશ્રદ્ધા વધતી જ જાય છે, અને તે પ્રયોગો કરવામાં પણ વધારે સાહસ ખેડતો જાય છે મોટા અને દીર્ઘાયુ કલાકારોની આ પ્રમાણે થતા થતા દિશા જ બદલાઈ ગયેલી આપણે જોઈએ છીએ—શેક્સપીયર અને ગ–અ–થમાં તો વળી આવો મહાપરિવર્ત એકથી વધારે વાર બનેલો સુસ્પષ્ટ છે પ્રગતિ એક નજરી ચાલેલી ન હોય, એટલે કે વધારે લાંબા ટૂંકા ગાળા પડી ગયેલા હોય એવા દાખલાઓમાં પણ પછીની શરૂઆત–શરૂઆતોમાં કંઈને કંઈ નવીનતા જોવામાં આવે છે

કલાપીને ટેનિસનથી અસંતોષ રહેતો તેનું વિશેષ કારણ એની પોતાની વર્ડ્ઝવર્થ ઉપરની આસક્તિ તેણે વર્ડ્ઝવર્થનો એવો તો અભ્યાસ કરેલો, કે તેનો એ અભ્યાસીમાંથી ભક્ત બની ગયો હતો, અને એને તો એ "ગુરુવર્ય"* એ "મહાકવિ," એ "ઋષિ" ની કોઈ કૃતિ લે, તો તેનો સંપૂર્ણ સળંગ અનુવાદ કરી શકે, મૂળ જેવી જ સારી બને ભાષામાં, મૂળ જેટલો મર્મવેધક, તો જ સંતોષ વળે એમ હતું

પણ ટેનિસનના મૂળનો એવો સંપૂર્ણ સળંગ અનુવાદ કર્તાને પોતાને ગમે તેવો પ્રિય થઈ પડત, તથાપિ ગુજરાતી કવિતામાં તો બહુ નીચું સ્થાન લેત એમાં શક નથી ઘણી વિગત જતી કરી છે, કુદરતનાં વર્ણનો ઘણાં છોડી દીધાં છે, વગેરે જે જે કલાપીને પોતાને અસંતોષનું કારણ હતી, તે ક્રિયાઓ વડે જ આ કૃતિમાં કરુણ રસ અને ઐક્ય, સુરેખતા અને મર્મવેધકતા, ઉત્તમ સધાયાં છે

એક વધારે અનુકૃતિ તપાસવા ઇચ્છા હતી પરંતુ સ્થલસંકોચને લીધે તે માંડી વાળવી પડે છે અને અનુકૃતિપ્રકરણ પછી વિચારક્રમ પ્રમાણે સ્વતંત્ર કૃતિઓ આવે, જે વિષય નવેસર આરંભ કરી જુદી રીતે ખીલવવો વધારે અનુકૂળ પડે એમ લાગે છે વળી સમય પણ ઠીક વહી ગયો છે, અને આવશ્યક શ્રમના ભારે બોજાના દબાણમાં યેન કેન પ્રકારે વખત કઢાડીને આ જેવું તેવું યે આટલું પણ બની આવ્યું છે, જે છેક અસંબદ્ધ નથી લાગતું, તો અનુકૃતિ-પ્રકરણની સાથે નિબંધ આખો અહીં જ સમાપ્ત કરું છું આ નવા પ્રકરણમાં જે જે કૃતિઓ અને કર્તાઓ વિશે લખ્યું છે, તેમાંના એક પણ શબ્દથી કોઈને કદાચ માઠું લાગી જાય, તો વિષય આરંભતાં જ કહેલું છે તે પુનરપિ કહેવા રજા લઉં છું, જે કોઈને પણ માઠું લગાડવાનો મ્હારો આશય છે નહીં

પૂના, બુધવાર, માહ શુ૦, વિ સં ૧૯૮૦ તા૦ ૨૦-૨-૧૯૨૪

---

* કલાપીના [illegible] ઓઝાના "કલાપી [illegible]" [illegible] નિબંધમાં [illegible] ટિપ્પણ [illegible]

# પરિશિષ્ટ

## નમૂનો ૧ લો

### દાખલો ૧.

#### અસ્પષ્ટ દર્શન

ઊઠ્યો ત્યજી શયન આજ. સખિ, પ્રભાતે,
પૂરાં કર્યાં સકલ કાર્ય સવારનાં મેં;
ચાલ્યો પછી ગૃહ થકી ધરિ વસ્ત્ર સર્વે
ઠંડી અતી શિશિરની નવ લેખવી તે ૧

દૃષ્ટી ન દેખિ શકતી કંઇ માર્ગમાં તો,
ઘેર્યો મને ધુમસ કોટ થકી ખરે જો;
હાર્યો ન હું તદપિ શાંતિ ન સ્હેજ છાંડી,
પ્રાસાદ પંક્તિ મુખ્ય આગળ મીટ માંડી. ૨

સામે અસીમ રણુ જેવું કંઈ જણાયું,
ઊભો રહ્યો ઘડિક સ્તબ્ધ બની જ ત્યાં હું;
આ શું હશે? કુદરતી નવ ખેલ આશો?
કોદી ન મેં જિવન માંહિ દિઠેલ એવો? ૩

દેખ્યું સરોવર ભર્યું ગત રાત્રિએ જ્યાં
આજે નિહાળું રણુ શુષ્ક વિશાળ હું ત્યાં;
કિન્તુ રહ્યો ક્ષણિક ભાસ, પછી દિઠું મેં
પાછું સરોવર યથાસ્થિત ત્યાં ઉભું જે ૪

માયા તણા પડળ આવરિ ચક્ષુ લે જો,
ના સત્ય વસ્તુ કદિ ભાસતિ દૃષ્ટિએ તો,
યાચું પ્રભો તુંથિ હું સત્યનું જ્ઞાન થાવા,
ખેલો યદા પ્રકૃતિ ખેલ વિચિત્ર આવા. ૫

### દાખલો ૨.

#### પ્રાર્થના

ઊઠ્યો ત્યજી શયન આજ, સખિ, પ્રભાતે,
ચાલ્યો અને તુરત ધૂન ભર્યો અકેલો,
ચાલ્યો દિશા વગર લક્ષ્ય વિના જ ઘેલો,
ઠંડી અતી શિશિરની. નવ લેખવી તે, ૧

આગાર । મ નહાર ગયા પછાડી,
ચાલ્યો વધ્યો જ ઝડપે ધુનમા અગાડી,
જેણી વીધો અજગ ત્યાજ વિચિત્ર દશ્યે –
ડૂબેલુ ધૂળ રવિ ઝાખળમાથી દીસે ૨

ચોપાસ આ ધુમમ કોટ ગહ્યો ગ્યાઇ,
ને ત્યા હતુ મગ વિશાળ મનોજ સામે,
ત્યા તો દિઠૂ રણુ અગાધ ધગતુ આગે,
ઊભો ઝઝી નિરખિ એ, નમણૂ જ દાઇ ૩

આ શૂ હશે ? કુરની નવ ખેન કેવો–
દીઠો ન મ્યાહિ નહિ વા કનપેન એવો ?
કે છે મરીવર વિશાળ મનોહર ત્યા,
આશી નિહાળુ શુઝાળ ભિદામણી ત્યા ? ૪

ત્યા ભિતર્યુ અજગ અનુ મતીજૂકે
ગોરબ એ તિમિર ધૂળ તણો જ તરગો
તે કારમો રણુ તણો પથ જાડ, રીટયો,
દીઠૂ દિઠૂ જ ફરિ તે સગ સ્વચ્છ મીઠૂ ૫

માયાવિ વ્હેમ-ભય નેન મહીં ભરાય
મીઠા સજીવ ધ્રુવ સત્ય અદૃશ્ય થાય,
માગૂ પ્રભો સપ મઘ ત્યહાં મ્હને તૂ
સેજે ઉગારિ, દઇ અશુ મતીજ કેરૂ ૬

---

## નમૂનો ૨ જો

---

### નાખનો ૩.

#### જાદુઈ વદન

નાની અને દિન નચિન્ત સખી વિના થા,
નાના પ્રકાર, દુખ શોક વિષે ઘણાયા
આવી પજો કઇક ધૈર્ય નહ ગયૂ ત્યા
આશ્વાસનુ વદન ઓરૂપ તાહરૂ ત્યા ૧

દુખો મહી થઇ નિમગ્ન હુ હતો ત્યા
હૈયૂ હરાર દુખથી જડ આ દિન ત્યા,
અસુખ ઓર ન ખરી દુખ ના શાગે,
સુધા જરન હસે નખિ ત્યા તુ ગાજે. ૨

એ દૃષ્ટિએ હૃદયસાગર ભર્તિ આવે,
કે મોહની મહિં વિષાદ તણાઇ જાગે,
અક્રરતી પ્રણય ધૈર્યની લાગણી જ્યાં,
હિસાબ ઑર વધિ યુક્તિ નવી સુઝે જ્યાં. ૩

કાર્યે યદા જગતના ઉર મસ્ત થાતું
જ્યાં ઊર સ્નેહ કવિતા પણ ભૂલિ જાતું,
વેરાનના વસતિ જ્યા ઉરમાંહિ ત્યારે
એ દૃષ્ટિચંદ્ર કિરણે ઠરી ઊર જાગે. ૪

હૈયા તણા, સખિ, સુકોમળ ભાવ સારા,
મુખે અહો તરવરંત નિહાળું ત્હારા;
ભાવીય સારું તુજ ભાવ વિશે વિલોકું,
સામર્થ્ય મુજ સહુ કેન્દ્રિત આજ દેખું ૫

એવું અહો વદનમા તુજ જાદુ શું કે
જ્યા ગાઢ શોક દુખ યે સખિ માર્ગ મૂકે,
ક્યાથી શિખ્યા પ્રિયતમે મધુરી પ્રભુતા
વીસંવદન્ત ફુલકોમલ દિલથી આ ? ૬

ર્‌હેજે સખી તમ અખંડ વિદગ્ધતા એ,
વાધો સદાય તમ આત્મિક કવ્ય, બાલે!
સૌભાગ્ય ર્‌હો અમર જે સખિદેહરૂપે
લા દેહવંત વિભુનેહ વસો સમીપે. ૭

---

### દાખલો ૪.

#### જીવનસખી

રાત્રી અને દિન સચિન્ત, સખી, વટાવ્યા,
શોકાગ્નિની વિવિધ ભઠ્ઠિ મહીં તવાયા.
આવી પળો વિષમ ધૈર્ય ગયા ગળી જ્યાં
મુદ્રાજ એક કુમળી તુજ હાસ્તી જ્યા. ૧

દિઙ્મૂઢ બુદ્ધિ જગમાગ તજેજ જ્યારે,
નિશ્ચેષ્ટ ને વમળકંદુક હૈયું જ્યારે,
રે આંસુએ બુટિ વસુધી જતાજ જ્યારે,
આધાર ત્યાં, સખિ, ત્વદક્ષિસુધાજ મ્હારે. ૨

ને જ્યા કંઇક સુખનેહ તણો પ્રકાશ
આવી ઉરે પ્રકટતો જ ઉમંગ આશ,
ખીલે અહો હૃદય શું સખિરી તમારૂં—
ચિંતાકયહા ગમ કયહા ઉડિ જાય વારૂ ? ૩

ચિંતા છુંટી ધગધગે દિલમાંહિ જ્યારે,
વીણા લઇ રસભર્યાં ગિત ગાઇ ત્યારે,
ડોકે શગી નભ મહીં જનની કૃપાળે,
આત્મા બની સ્થલનણું રિઝિને રિઝાવે. ૮

( બીજા ૭ શ્લોક )

---

### દાખલો ૬.

### છાનાં આંસુ

( સાહિત્ય માસિક, ડિસેમ્બર ૧૯૨૩ નો અંક )

એ આંસુડા કોણે જોયાં? એ આંસુડા કોણે લ્હોયાં?
વણ જોયાં વણ લોવા આંસુ ક્યારે સૂકાયાં? ૧

પાંપણના યુગ્મોએ જોયા, પાલવને છેડે તે લ્હોયા,
પાંપણ પાલવ વિણ કો જાણે આંસૂ શાં ઉનાં! ૨

( બીજી ચાર ટુંકી )

ઉપલી ગેને ઠેકાણે નીચે મુજબ વાંચો અને
સરખાવોઃ—

### આર્ય ગૃહિણીનાં આંસુ

એ આંસુડાં કોણે જોયાં? એ આંસુડાં કોણે લોવાં?
વણ જોયા વણ લોયા આંસૂ—સ્હેના એ લાજે! ૧

પાંપણના યુગ્મો પણ દેખે, પણ પાલવ પગેઠે રેખે,
ત્યાં તો પાલવ પાંપણ ટકે—સહુ બને લાજે
ટકે ને લાજે! ૨

---

### દાખલો ૭.

ફરતાંજ હતા કંઇ વાત નવીન
રસે વદનો ભરપૂર હતાં;
વચમાં વચમાં નરચુમ્બનલીનજ
યુગ્મ ખગે દગ ઊર જતા,
મૃદુ મંદ સુવાસિત શીત સમીરણ
વીંજનથી પુલકંત થતા;
હરિયાળિ મહીં સરતા ઝરતા
દોના ભરકંત
તરંગ તમા ગલકંત જતા ૧

× × ×

# નમૂનો ૫ મો

શ્રીમદ્ ભગવદ્ ગીતા. અધ્યાય ૧ શ્લોક ૨૮ થી ૪૬

( વિદ્યાર્થીએ મૂલ સંસ્કૃત શ્લોકો પણ જોવા. )

---

## દાખલો ૧૦ ગ.

વિષાદી આમ પરમ કૃપા આવિષ્ટ ફાલ્ગુન:
દેખાયા સ્વજનો, કૃષ્ણ, આવિયા યુદ્ધ-આદરે,
મારાં ઢીલાં પડે અંગો, મુખ સર્વ સુકાય છે.
મારા શરીરમાં કંપ, રોમાંચ પણ થાય છે.
હાથમાંથી ધનુ પડે, ચામડી સઘળી બળે,
ન શકું હું સ્થિર રહી, મારું હૃદય શું ચળે !
નિમિત્તો પણ દેખું હું ઊંધા કેશવ આ હવે,
પછી શ્રેય નથી જોતો હણી સ્વજન આહવે.
કૃષ્ણ ઇચ્છું ન વિજય, નહિ રાજ્ય સુખો અને,
ગોવિંદ, અમને રાજ્યે, ભોગે શું કે જીવને,—
રાજ્ય ભોગ અને સૌખ્ય જે અર્થે ઇચ્છીયા અમે
પ્રાણ ધનો તજી તે આ, ઊભા છે રણ સંગ્રામે.
( એક શ્લોક અહિં છોડી દીધો છે )
હણતા પણ એઓને, ઇચ્છું ન હણવા જરી,
ત્રૈલોક્ય રાજ્યાર્થે પણ, શું મહી-અર્થ મધુરિ !
ધાર્તરાષ્ટ્રો હણી હર્ષ, જનાર્દન, થશે કિયો ?
અમોને પાપજ થશે હણી એ આતતાયિઓ.
અમે ન મારવા યોગ્ય ધાર્તરાષ્ટ્ર સ્વબાન્ધવ,
થઇએ સ્વજનો મારી સુખિયા કેમ માધવ ?
એ જો તે પણ નથી જોતા, કુલક્ષયજ દોષને,
ને મિત્રદ્રોહમાં પણ, ભરી ચિત્ત અતોષને,
અમે ન ધારવું કેમ આ પાપથી નિવર્ત્તન,
કુલ ક્ષય થકી દોષ જોનારાએ જનાર્દન ?
કુલક્ષયે નાશ પામે કુલધર્મો અનાદિ જે,
પરાભવે ધર્મનાશે, અધર્મ કુલ સર્વને.
તેથી કુલસ્ત્રીઓ કૃષ્ણ દુષ્ટ થાય દોષણે,
વાર્ષ્ણેય, દૂષિત વધુ વર્ણસંકરને જણે.
કુલને ને કુલઘ્નોને, નાખે નરક તે નક્કી.
પડે છે પિતરો જેના લોપ પિંડજલો થકી

